શ્રી ભુમિજા દેવી દરબાર

# ગૌ કીર્તન ભાગ ૧ લો.


યોજક, ગૌભક્ત મણીશંકર દલપતરામ અધ્વર્યુ.

પ્રકાશક, વૈદ્યરાજ રામેશ્વર રામકુબેર પાન્ડે.









આવૃતી ૧ લી. પ્રત. ૨૦૦૦

શ્રી ગણેશ પ્રી. પ્રેસમાં ત્રીવેદી ઈશ્વરલાલ માણેકલાલે છાપ્યું

ઠે. પાંચકુવા રોડ, ચાર રસ્તા—અમદાવાદ.

સંવત ૧૯૭૮. સને ૧૯૨૨.


કીંમત રૂ ૦–૧–૦ તથા થોડા વખતમાં બીજો ભાગ બહાર પડશે.

# અર્પણ પત્રિકા.

આવી પવિત્ર ભુમીમાં ડંકપૂરી જેવા ઉંચ સ્થાનમાં મારો જન્મ થવાથી હું અહોભાગ્ય માનું છું. વળી આ લઘુ પુસ્તક અર્પણ કરતાં મને આનંદ થાય છે કે ઘણાજ કોપના અંતરે રહેવાવાળા ભાવિક ભકતે ડંકપૂરીમાં પવિત્ર કાર્ય કરવા સ્વજીંદગી સેવાર્થે અર્પણ કરી, સ્વધર્મ બજાવી ગૌ સેવાર્થે માહાન પરિશ્રમ સહન કરી આ સંસ્થા શ્રી ભુમિજા દેવી દરબાર ગૌશાળા સ્થાપી મારી જન્મભુમી ડાકોરનું ગૌરવ વધાર્યુ છે. તે ખરેખર હજારોવાર ધન્યવાદ છે. તેમજ સત્ય પરાયણથી, ત્યાગ વૃત્તીથી, લોભ, ક્રોધ, ઇર્ષ્યા રહીત શમાન દ્રષ્ટીથી દરેકની સાથે પ્રેમભાવ રાખી સચોટ દાખલો દર્શાવ્યો છે તે જોઈ મને હર્ષ ઉત્પન્ન થાય છે. અને હું અંતઃકરણથી યાચું છું કે પ્રભુ શ્રી રણછોડજી માહારાજ તેમની મનકામના સિદ્ધ કરશે. મને સારો પરીચય થવાથી તેમના ગુણના રણસીંગડાં નહીં ફુકતાં બે હાથ જોડી શીષ નમાવી મારા ડાકોરમાં ઉજ્જવળ કાર્ય કરવાથી હું અભીવંદન કરૂં છું. આવી સંસ્થા સ્થાપનાર તનમન ધનના ભોગે માયા રહીત ગૌભક્ત રામેશ્વર રામકુબેર પાન્ડે (વૈદ્યરાજ) જેવા પવિત્ર પુરૂષને હું આ લઘુ પુસ્તક અર્પણ કરૂં છું.

સ્વીકારનાર,
**વૈદ્યરાજ રામેશ્વર રામકુબેર પાન્ડે.**
શ્રી ભુમિજાદેવી દરબાર ગૌ. મુ. ડાકોર.

લી૦ ગૌભકત
**મણીશંકર દલપતરામ અધ્વર્યુ**
ડાકોર નિવાસી.

# ગૌ કીર્તન ભાગ ૧ લો.

## ગૌ માતાની પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

( રાગ—વ્હાલા વેગે આવેરે )

પ્રભુ મને બચાવોરે, વ્હારે મારી ધાવોરે,
દુઃખો મારાં કાપવા હોજી,
ત્રિભુ વેગે આવોરે, ના વખત ગુમાવોરે,
સ્થીતી મારી જોવા ને હોજી,
વિલંબ કરશો, પ્રભુ જાસે મારી લાજરે—પ્રભુ મને બચાવો. ૧
કળીયુગ પુઠે આજ છે, કળી તણું છે રાજ;
કયાં સિધાવ્યા કૃષ્ણજી, ગોકુળથી માહારાજ.
શીદ હવે તલસાવોરે, પ્રભુ મને બચાવોરે—૨
આજે આર્ય ભુમીના, જુઓને સંતાન;
કોણ દયાળુ એવોછે, ગૌ માતતણું અભીમાન.
દયા દીલે દરશાવોરે, પ્રભુ મને બચાવોરે—૩
આજે હિન્દુસ્થાનમાં, પૂરે છે એ શાખ;
મશીનમાંહી ગાવડી, કચરાતી છે લાખ.
સ્હાય થજો દયાળુ રે, પ્રભુ મને બચાવો રે—૪
ધર્મતણાના ધોધમાં, દાટા દીધા આજ;
સુધારાની રીતથી, ગઇ ભારતની લાજ.
હવે લાજ રાખોરે, પ્રભુ મને બચાવોરે.—૫

# શ્રીમંતોની દરકાર.

## ( રાગ–પશુમાં પડી એક તકરાર )

શ્રીમંતો રાખોને દરકાર,
કરો ગૌમાત પરે ઉપકાર.

ઘોડાગાડી હાંસે રાખો, રાખો ચંદી ખાસ;
પૂળી એક જો ગાયને નાખો, ખાય તમારૂં ઘાસ;
માગે ચારો તે લગાર, શ્રીમંતો રાખોને દરકાર—૧
ફરવા માટે શોખની ખાતર, રાખો ભલેને ઘોડા;
સાથે પણ જો ગાય રાખોતો, ખાસે દાણા થોડા;
નહીં તે ખૂટવાનો ભંડાર, શ્રીમંતો રાખોને દરકાર—૨
ઘોડા ખાતર ચાકર રાખો, પગાર સારો આપો;
ચાકર વિના ગાય રહેછે, ગાય તણું દુઃખ કાપો.
જરા કંઈ સમજો સમજદાર, શ્રીમંતો રાખોને દરકાર–૩
પૈસા પૂર ઉડાવો ત્યારે, ધર્મમાં કૃપણ થાતા;
ધર્મની ખાતર આપ વિચારો, વીર ઉઠો કો દાતા.
હવે તો હદ થઈ અપાર, શ્રીમંતો રાખોને દરકાર—૪
ગાયની સંતતિ ક્ષેત્રજ ખેડે, નીપજાવે છે ધાન;
ઘોડા નવ તે ક્ષેત્રજ ખેડે, એતો મોટાઇનું માન.
હરદમ ફળ છે તે દેનાર, શ્રીમંતો રાખોને દરકાર—૫
જોડી જુગ્તિ આજ થઇછે, હિન્દુ મુસલમાન;
રક્ષણ કરજો એ માતાનું, કરો કૃપાળુ દાન.
કરોને સફ તે અવતાર, શ્રીમંતો રાખોને દરકાર—૬

# હિન્દુ મુસલમાનની ફરજ.

( રાગ જાગો જનુની જાયારે૦ )

જાગો જનુની જાયારે, ઓ હિન્દુ મુસલમાન;
ગૌ માતને બચાવોરે, ઓ હિન્દ તણા સંતાન. ૧
કસાઇ હાથે જાતી, મશીનમાં કચરાતી;
ચરબી તેની તો ખાતીરે, ઓ હિન્દુ મુસલમાન. ૨
કોઇ દીન દયાળુ આવો, ગૌ માતને બચાવો;
એ હત્યાને અટકાવોરે, ઓ હિન્દુ મુસલમાન. ૩
કોઇ પ્રેમ થકીથી પાળો, માગે ધ્રાસનો તે ચારો,
દયાળુ જરા વિચારોરે, ઓ હિન્દુ મુસલમાન. ૪
કોઈ મોજશોખમાં લાગ્યા, કોઇ ધતીંગમાં તો જાગ્યા;
ગાયોના બારજ વાગ્યારે, ઓ હિન્દુ મુસલમાન. ૫
કયાં ગયા હતા ગોપાળો, આ દુઃખ તમે નિહાળો;
સો ધર્મ હવે સંભાળોરે, ઓ હિન્દુ મુસલમાન. ૬
સો જનને છે પોષનારી, બળ વૃદ્ધિ તે કરનારી:
ખરે દુઃખ સહુ હરનારીરે, ઓ હિન્દુ મુસુલમાન. ૭
હો હિન્દુ મુસલમાનો, પણ ધર્મ તમારો જાણે;
ઓ ભારતના સંતાનોરે, ઓ હિન્દુ મુસલમાન. ૮
ગૌ રક્ષણ કરવા ધાવો, અરે અનાથને બચાવો;
શું હાથે કરી હણાવોરે, ઓ હિન્દુ મુસલમાન. ૯
બંસીધર છે મોરારી, નાં ક્ષણિક તે વિસારી;
કૃષ્ણચંદ્રે પ્રેમે ચારીરે, ઓ હિન્દુ મુસલમાન. ૧૦

## ગૌ માતાનો પ્રેમ-કૃષ્ણનું કર્તવ્ય.

### ( થઈ પ્રેમ વશ પાતળીઆ—રાગ. )

ક્યાં કૃષ્ણ ગયા મોરારી, યમુના તીરે ગો ચારીરે. ક્યાં કૃષ્ણ.
સુર મોરલીના મધુર નાદે; કૃષ્ણચંદ્રજી શોભે;
ધન્ય ગો સેવાના લોભે. હતા પ્રેમી તે ગીરધારીરે. ક્યાં. ૧
ગૌ ખરીયોની રજકણોથી, સુંદર મૂખડું છવાતું;
તેથી આનંદ દીલડું થાતું, કરી ગોવાળની સરદારીરે. ક્યાં. ૨
ઉષાઃકાળે રવી કીર્ણે, મંદીર છોડી જાતા;
બસ વિચાર ધેનુના થાતા, સો સુખ દેતા વિસારીરે. ક્યાં. ૩
માત જશોદા પ્રાણથી પ્યારી, તે પણ દેતા છોડી,
પણ પ્રીતડી તેમાં જોડી, નવ દેતા તે વિસારીરે. ક્યાં. ૪
જીવન જેને તેમાં ગુંથ્યું, કૃષ્ણચંદ્ર કૃપાળુ;
દીસે ગો તણા દયાળુ, રહસ્ય બતાવ્યું ભારીરે. ક્યાં. ૫
માતૃ ભક્તી દીવ્ય શક્તી, જગત જનુની દેવી;
ધન્ય વીર દાતાએ સેવી, પ્રભુ અજબ કળા છે તારીરે. ક્યાં. ૬

## ગૌ સેવા રહીત અંધ જમાનો.

### ( સર ફરોસીકી તમન્ના ).

આ જમાનો અંધ કેવો, કોણે તે દરકાર છે;
સ્વાર્થનાં સો શોખમાં જે, કોણે તે દરકાર છે.
છુટેના એક પાઇ આપુ, ધર્મની ભીક્ષા મહીં;
બાદશાહી બીલ થાયે, શોખના ખરચા મહીં.
વ્યર્થ ખર્ચા થાય છે ને, ચોર લુટી જાય છે;

આગ લાગે તો પછીથી, જીવડો મૂઝાય છે.
તે સમે કો આંખ ચોળી, હે પ્રભુ હું શુકરૂં;
સમય આવે શીરપરે, ત્યારે પ્રભુ હું શુ કરૂં.
માટે વીરલા જાગજો, ને ચેતજો સૌ આજથી:
ભુખે મરતી ગાય માતા, ના ડરો તે કાજથી.
ધર્મની જો વાત થાતી, તો પછી ચેષ્ટા કરે-
મર્યાદ મૂકે માનવી, એ શ્વાન સમ ઉદર ભરે.
અંધ બાપુ ના બનોરે, પાન પદ્દી થાય છે;
સીઝર અને જીનતાનમાં, પૈસા તમારા જાય છે.
નાટક સીનેમા સ્થાનમાં, રીજવર્ડ ટીકીટ લેવાય છે;
પણ જીવદયાના કામમાં, હા! શું હૃદય ચીરાય છે.
આ દેશની બરબાદી થાતી, ભુખે ભમતી ગાવડી;
રક્ષણ કરોને હે દયાળુ, ગાય સૌની માવડી.

## ગૌ માતની સેવા.

( પતિ વીનાં પ્રેમદાના મનના- )

ગૌ માતાની સેવા વિના, પૂરાય કયાંથી કોડ;
સર્વ દેવમાં દેવી પોતે, ના મળે તેની જોડ.
જંગલમાં તે છે ચરનારી,
પય પાન તણી પ્યાલી ભરનારી.
આજે દીસે ગૌ સેવામાં, બન્ધુ મોટી ખોડ. ગૌ માતા. ૧
ગુણ મય માતા, સુખની દાતા;
માખણ, ઘી, દહીં, પ્રેમે ખાતા.
છતાં બિચારી એ મુંગીને, ઘાસની પડતી ખોટ. ગૌ માતા. ૨

ભારતના સંતાનો જાગો,
આંખ ઉઘાડી આળસ ત્યાગો;
કૃપણ નવ થાતાં દયાળુ, ગાંઠેથી ગથ છોડ. ગો માતા. ૩
જગત જનુની તે કહેવાયે,
અજબ ગુણ તેમાં જણાયે;
આશ્રય આપો ગો શાળાને, દાતા થઇને દોડ. ગો માતા. ૪
દયા વિના છે દેશની પડતી,
થાશે દયાથી દેશની ચડતી;
આશીષ લ્યો સૌ ગો માતાની, માયા બંધન તોડ. ગો માતા. ૫

## માહાત્મા ગાંધિજીનું વચન.

### ( રાગ ગઝલમાં. )

અહીંસા ધર્મને પાળો, કહે છે આજ ગાંધિજી;
દયા એ ધર્મના પાયો, કહે છે આજ ગાંધિજી.
થયા છે બુદ્ધ ગુરૂજી, અહીંસા ધર્મને માટે;
ન ભૂલો જૈન બન્ધુઓ, કહે છે આજ ગાંધિજી.
અહીંસામાં સમાઇ છે, તમારી માત ગો દેવી;
થયા છે કૃષ્ણ ગો, ચારી, કહે છે આજ ગાંધિજી.
અરેરે પ્રેમથી પાળો, બનોને ગાયના સેવક;
ઉગારો ગાય માતાને, કહે છે આજ ગાંધિજી.
પવિત્ર ગાય એ દેવી, બધામાં શ્રેષ્ટ છે માતા;
બચાવો વીર દાનાઓ, કહે છે આજ ગાંધિજી.
અરે ઓ વૈષ્ણવો શાણા, વિચારો વિષ્ણુના વચન;
હવે એ પ્રેમથી પાળો, કહે છે આજ ગાંધિજી.

કહે છે મહંમદે શાકત, સૂણોને ઓ મુસલમાનો;
કરો રક્ષણ માતાનું, કહે છે આજ ગાંધિજી.
હયમાં સો હસાવોને, અધિક એ સૂખ દેનાંરી;
ગૌવા માત વ્હાલી એ, કહે છે આજ ગાંધિજી.
બનોને ગાયના સેવક, ખરેખર દેશને માટે;
ગણોને પ્રાણથી પ્યારી, કહે છે આજ ગાંધિજી.
અરે ઓ હિન્દ મ(તાના, વિરાઓ જાગજો શાણા;
ન છોડો ગાય માતાને, કહે છે આજ ગાંધિજી.

# શ્રી ડાકોર ક્ષેત્રમાં કુળદેવી.

## શ્રી ભુમિજા માતાની સ્થાપના.

### કુળદેવી કોણ?

કુળદેવી પ્રાચીન સમયથી આપણા પૂર્વજો (વડીલો) જેને પુજતા આવેલા છે, જેની માન્યતા વંશપરંપરાથી ચાલુ છે, દરેક પ્રસંગે જેની સ્થાપના કરી પૂજનાદિકથી પ્રસન્ન કરી આર્શીવાદોથી સંતતિ, સંપતિ અને સ્મૃદ્ધિ વિગેરેની વૃદ્ધિ કરવાર્થે શાન્તિ લેવાય છે, એ રૂઢી વર્તમાનકાળમાં આજે લગ્ન પ્રસંગે જેને ગોત્રજ નામથી ઓળખે છે તે ગોત્રજ દેવી અથવા કુળદેવી કહી શકાય છે. હવે શ્રી ભુમિજા કુળદેવીનો ઇતિહાસ હમારી પાસે સંપૂર્ણ છે. જેનું નામ વાલ્મિકકૃત લવ-કુશ ભવિષ્યોત્તર પુરાણ નામિક પ્રાચીન ગ્રંથ છે

તેનો અલ્પ ઇતિહાસ આ પુસ્તકમાં એ એ બોલ તરીકે લખાય છે, તેથી માલુમ પડશે કે કુળદેવી કોણી છે અને કેવી રીતે છે. હવે શ્રી ભુમિજા માતા અર્થ ઘણોજ ઉંડો ગુહ્યાર્થ સમાયો છે તેનો અર્થ લખવાને તેનો ઇતિહાસ સંપૂર્ણ લખવાને તેમનું રહસ્ય સ્પષ્ટ કરવાને અતિ વર્ષ વ્યતિત થતાં સમર્થ વિદ્વાન યાતો સાક્ષાત સરસ્વતી દેવીના કોમળ કરથી કલમ ચાલે તો સમાપ્ત શબ્દ થઇ શકે તેમ નથી, પણ અલ્પબુદ્ધિ અનુસાર ત્રણ અર્થના રૂપમાં જણાવીશ. ભુમિજા એટલે શું, ભુમિજાના અર્થ ત્રણ કેવી રીતે થાય છે. ૧ ભુમિજા એટલે ભુઃ ધરતીમાંથી ઉત્પન્ન થવું, ભુઃ ધરતીમાં સમાઈ જવું. ભુઃ જગતને ધારણ કરવાવાળી પૃથ્વી માતા. હવે ભુમાંથી ઉત્પન્ન થયેલી સીતા માતા છે એટલે ભુમિજા કહેવાય, સીતા માતા પૃથ્વીમાં સમાઇ ગયાં છે એટલે ભુમિજા કહેવાય, વળી માહાન શક્તિ દેવી કે શ્રી રામચંદ્રજી જેનું ખરા મનથી શુદ્ધ પ્રેમથી રટન કરતા હતા, શક્તિની પણ શક્તિ આદ્ય શક્તિ, શક્તિરૂપે પણ પૃથ્વી છે, એ શક્તિમાંથી ત્રીદેવો પણ આ ભુમિમાં પ્રગટ થયા છે, માટે ત્રીદેવોની શક્તિ ભુમાતા છે. હવે ભુમાંથી ઉત્પન્ન થયેલાં સીતા માતાના બાળકો લવ–કુશ થયા તે પ્રસિદ્ધ છે, તેમાથી ત્રણ જાતે ઓળખાય છે, લેઉવા, કેડવા, આંજણા આ રાજવંશી સંતાનો સીતા માતાનું પુજન કરતા હતા. કાળે કરીને જુલ્મિ રાજાઓના અમલમાં જ્યારે રાજાઓ મૂર્તી ખંડન કરવા લાગ્યા તે વખતે મુસલમાની રાજ્ય હતું, તે મુસલમાનોએ ઘણા ધાર્મિક દેવાલયોનો નાશ કીધો છે, તે પ્રસંગે આ મૂર્તીના પુજકો લેઉવા, કેડવા, આંજણા હતા. પણ સંવત ૧૩૫૫ ની સાલમાં અણહીલપુર પાટણના

રાજાએ ભક્ત રખીયલદાસ ઉત્તમદાસ દેશાઇને હુકમ કર્યો કે ડંક મુનિનાં આશ્રમમાં ગુપ્ત કરી આવો તામ્ર લેખ લખી મુર્તીને ખંડીતના ભયે નિર્ભય બની રાજાશ્રીનો હુકમ અદા કીધો હતો, સમય પ્રસંગે આ લેખ અને પુસ્તક એક માહાત્માના હાથમાં આવતાં તે માહાત્માશ્રી શોધમાં પ્રમાણ કરતા હતા. પરંતુ શરીર અશક્ત હોવાથી સ્વઆયુષ અંતિમ થવાના સબબે ભાવિક ભક્તને આપી ગયા છે, તે લેખ અને પુસ્તક માતાશ્રીની કૃપાએ હમારી પાસે છે. ત્યારબાદ સંવત ૧૯૭૪ના ચૈત્ર વદી ૧૧ ને મંગળવારના રોજે હજારો માણસની રૂબરૂમાં પૂનઃ ડંકપૂરમાં તપાસ કરતાં તે માતાજીનાં દરશન થયાં હતાં. હવે આ માતાજીની મૂર્તિ વિધિ સહીત સ્થાપન કરવી. અને તેની સારી વ્યવસ્થા પૂજનાદીક સામગ્રી વિગેરે થવી જોઇએ તેમાં મુખ્ય ફરજ આ કુળદેવીના સંતાનો લેઉવા, કેડવા, આંજણાની ફરજ પહેલી થાય છે છે. શાથી કે સીતા માતાના સંતાનો તેઓ છે અને તેમના વડીલો પુજતા આવેલા તેથી કુળદેવી તેમનીજ હોવાથી જરૂર ધ્યાન ખેંચાવું જોઇએ. આવા પવિત્ર ક્ષેત્રમાં પવિત્ર માતાની પ્રસંશા જેટલી થાય તેટલી ઘણીજ ઓછી છે, માટે આ દેવીના કાર્યમાં સાહસ ખેડી હરકોઇ ધર્મબન્ધુ સીતા એ દરેકની માતા છે તો પણી મદદ કરી પૂનઃ સિદ્ધી સહીત સ્થાપના થાય એજ હમારી અભીલાશા છે.

સદગૃસ્થો આંજણા એ અજરાજાથી ગણાય છે. અજ, લવ, કુશ. આ ત્રણથી આંજણા, લેઉવા, કેડવાની, ઉત્પત્તી થઇ છે. રામનું રટન હરકોઇ કોમ કરી શકે છે, તેથી રામ શ્રી પ્રભુ છે. અને તેમના પત્નિ સીતા એ હરકોઇ કોમની માતા છે. માટે આ સંસ્થા શ્રી ભુમિજા માતાના સંતાનો યા ભક્તો હરકોઇ હોય તેવો

પ્રેમથી જગતજતુની માતા માની શ્રી ભુમિજા માતાની મૂર્તીનો ઉદ્ધાર દરેક દાતાઓ કરશે એ હમારી વારંવાર ભિક્ષા છે. આથી એમ અનર્થ ન થાય કે આ દેવી તો લેઉવા, કેડવા, આંજણા પાટીદારોની છે એ ભુલ છે. પણ તેમની જેવી કુળદેવી કહી શકાય તે કુળ દેવીને માનવી પણ જે અર્થ બતાવ્યો છે કે ભુમાતાની આદ્યશક્તી જગત જતુની છે. તો જગતમાં જન્મ ધારણ કરેલા માનવી માતા તુલ્ય માને એમાં શંકા નહોય. જેથી માતાશ્રીના દરબારનો ઉદ્ધાર જરૂર કરશો. એજ હમારી પ્રાર્થના.

માહાશયો આજ કાલનો સમય હળાહળ કળીયુગનો છે. તે કળીયુગનો વાયુ વાવવાથી પોતાનો ખરો ધર્મ ભુલી વળી વર્ણાશ્રમ ધર્મ વેગળો કરી. તેની સાથે ઢાંક પિછોડો કરી આડકતરી રીતે વર્તન રાખતાં પોતાનું ધર્મનું ભાન ભુલી જ્ઞાન, ધ્યાન, ઉપાસના, કર્મકાન્ડ વિગેરે ભસ્મ કરી પાગલ, પ્રપંચી, દગલબાજી. ધુર્ત, ધતિંગ, વિગેરે ભોળાજનને ભમાવવા ધર્મ આદરી બેઠા છે. આ માહાન પાપથી ભુમાતા જે દુઃખી થાય છે તેનો ભાર કોણ ઓછો કરે છે?

જગતમાં હરકોઈ ભાર કરતાં પાપનો ભાર વધારે છે. આ પાપીયોનો પ્રચાર વધુ પ્રમાણમાં વધશે તો મહા પ્રલયનો સમય નજીક છે, હવે આવા પાપો અટકાવવાને ખરો ધર્મ સમજાવવાને ખોટા માર્ગે જતાં ખરો માર્ગ વ્યતીત કરાવવાને સમજવું સમજાવવું તે મુશ્કેલ છે. તેનો આ દાખલો નજરે હાલમાં જણાય છે. રવીકુળ ભુષણ ક્ષત્રી પુરૂષો આજે ધાર્મિક બાબતમાં ઉંઘે છે એજ આ દેશની પડતી અને ધર્મની નાસ્તિનાં ચિન્હ છે.

વર્ણાશ્રમના વર્ગ ચાર તેમાં બીજા નંબરે ક્ષત્રી આજે ત્રીજા અને ચોથા વર્ગ કરતાં પણ પોતાનું માહાન પદ જે પ્રજાપાલક ગો

પાલક ભુપતિ એટલે પરમેશ્વરના રૂપમાં ઓળખાયેલા વીર સંતાનો આજે તમામ ફરજ ભુલી ધર્મમાં કર્મમાં ઘોર નિદ્રાસનમાં બેસી જીવન ગાળે છે, એ રાજ્યાસન નહીં પણ નિદ્રા આસન માનવું, માટે હે રઘુકુળ દીપક સંતાનો જાગો, જાગો તમારૂં કલ્યાણ કરો, સર્વનું રક્ષણ કરો, અને તમારો ખરો ધર્મ શું છે તે ધાર્મિક હથીયાર હાથ લઈ સાવધ થાવ જગતનું કલ્યાણ કરી પરમેશ્વર દરબારમાં મુક્તી પામો, આપણી રઘુકુળ દેવી કુળદેવી માતાની મૂર્તી પવિત્ર ડંકપૂરીમાં પ્રગટ થઇ છે તો વારંવાર વધુ ન કહેતાં એ માતાની ગર્જના ચારે દીશાએ જય જય નામથી ગજાવી સૂર્યવંશી સંતાનો લવ–કુશ વંશ વીરો એક માહાન ધામ બનાવી આપણી કોમનો ઉદ્ધાર કરશો.

## ઉમીયાજી અને સીતા માતાની માન્યતા.

શ્રી ભુમિજા દેવી સોનું કલ્યાણ કરવાવાળી જગત જનુની છે. આમાં મતભેદ તે લેઉવા, કેડવામાં જણાય છે, મત ભિન્ન એ છે કે સીતા માતા જ્યારે ભુ–માં સમાઈ ગયાં ત્યારે કુશની હાજરી ઉમીયાજી પાસે પ્રેમને લીધે હતી જેથી કુશના વંશજો ઉમીયાજીને પૂજે છે તે સત્ય છે, પરંતુ રામ, કૃષ્ણ, શીવ, બ્રહ્મ ઈત્યાદીક દેવોમાં ભિન્નતા નથી. તેમજ સીતા, પારવતી, લક્ષ્મીજી, સાવિત્રી વીગેરે જુદી દેવીયો નથી. એ સર્વ આપણી પૂજ્ય માતા શક્તિયો છે. પણ બાબત એ છે કે આપણી જન્મ માતા અને માતૃ ભગીની ( આપણી માસી ) માં ફેર ન હોય તેમ પ્રેમને લીધે માસીને ત્યાં લાંબો સમય રહી વખત વ્યતીત થાય તો શું. કાંઈ જન્મ દાતા ભુલી જવાય નહીં, જેને જન્મ આપ્યો છે, જેને પ્રસુતી પીડાનાં મહાન દુઃખો સહન કર્યા છે એ માતા લવ–કુશની સીતાજ છે. પછી સમયને અનુસરી

ભુલથી આ ગાડળીઆ પ્રવાહની માફક માન્યતા રહી જાય તો બનવા સંભવ છે. પરંતુ દરેક સમજુ વર્ગ સમજીનેજ કાર્ય કરી શકે છે, માટે આ ટુંક લખાણુથી લવ–કુશના વંશજો ભ્રમણુામાં ન રહે તેને માટે ખુલાસો કીધો છે. તો વ્યર્થ વિવાદમાં નહીંજ પડતાં દરેક બન્ધુઓએ ( લવ–કુશના વંશજો ) એકયતા રાખી મૂળ સ્વરૂપ તપાસવું. એથી વધુ ખુલાસાને માટે લેઉવા, કડવા, આંજણા કુળના સંતાનોને વિનંતી કરીયે છીએ કે જરૂર એક વખત પધારી આપણા પ્રાચિન કાળનો ઇતિહાસ તપાસી ખાત્રી કરશો જેથી દરેકના મનની શંકાનું સમાધાન થશેજ. આવા પવિત્ર સ્થાનમાં પૂનીત શ્રી ભુમિજા માતા ( સીતા માતા )ની મૂર્તીના દરશન કરી પવિત્ર તીર્થ સ્થાને ડંકપૂરીમાં આપણું કુળ ઉજ્જવળ કરી આ મૂર્તિના સાહસીક સેવકનો આશય સફળ કરી જીંદગી રવીકુળ સંતાનો સ્વજીવન સફળ કરશે.

ગૃહસ્થો વર્તમાન કાળમાં ધર્મને અંગે ધર્મને નામે ધતિંગો કરી સાચાનું જુઠું કરી જુઠાનું સાચું કરી ધર્મની દરેક બાબતના અંગે સંસ્થાઓ કાડી તેમજ ધર્મની દરેક બાબતના અંગે પંથો જુદા કરી ખોટી ખોટી માન્યતાઓ ઠસાવી એક પેટ ભરવાને કંઇક હરામખોરો ધંધો આદરી બેઠા છે. જેથી આપણા ધર્મનું રહસ્ય અને પ્રાચિન ઇતિહાસોનું રહસ્ય ચોમાસાની રેલમાં તણાઈ જાય છે. તે શોકની વાત છે. માટે દરેક ધાર્મિક બન્ધુઓ વિચારશીલો ગુણીજનો વિદ્વાન ગૃહસ્થો આ ચાલુ સંસ્થા શ્રી ભુમિજા દેવી ડાકોરમાં આજે થોડા વર્ષથી પ્રગટ થયેલાં છે તેની ખરી સેવા બજાવવાને સંસ્થાપકનો આશય છે. જેમાં કોઈ પણ ગૃહસ્થ આ સ્થાને પધારી એ કામ કરશે. ૧ શ્રી રણુ-

છોડજીના દરશન થશે. ૨ શ્રી ભુમિજા દેવીની મૂર્તી તેમજ ગૌશાળાની ખાત્રી કરશો. ખાત્રી કરનાર ગૃહસ્થે શંકા સહિત નહી રહેતાં દરેક બાબતની પુછ પરછ અથવા સવાલ જવાબ કરી ખુલાસો મેળવી સંતોષ પામી આ સંસ્થાની વૃદ્ધિ જરૂર કરશો. પવિત્ર તીર્થ ભુમીમાં પોતાનુ નામ અમર કરશે જે જે સદગૃહસ્થો પધારી પ્રત્યક્ષ નજરે જોઈ સંતોષ પામી દાન આપી કૃતાર્થ થશો. તેમજ ધર્મને ઓળખી સત્યથી ધર્મની ફરજ માની ધર્માભિમાની બની આ સંસ્થાના સ્થાપક શુદ્ધ હૃદયથી સેવાર્થે પરિશ્રમ કરી જીવન ગાળી રહેલા છે. તે સંસ્થાપકને મદદ કરી તેમના પરીશ્રમનું ફળ સર્વે ભ્રાતાઓની માતા સર્વ દેવની દેવી સર્વ શકતીની શક્તી ભુમિજા માતા એટલે સીતા માતાનું દેવળ, અને સ્થાન તથા તેમની પૂજાદિકથી દરેક ક્રીયા ચાલુ થાય. વળી ગૌ માતાનું રક્ષણ થાય. અને પ્રતિદીને હજારોની સંખ્યામાં ગાયો વધતી જાય. એજ ફળની આશા સો ભાવિક ભકતોના હાથમાં છે. અને લેઉવા–કેડવા આંજણાયે તો જરૂર હાથ ધાલી માતાની મૂતતિ ઉદ્ધાર કરશે. ત્યાર બાદ વાલમિક કૃત–લવ–કુશ ભવિષ્યો તરપુરાણુ પુસ્તક ક્રમે ક્રમે ભક્તોના વાંચવામાં પૂરતી મદદ મળવાથી જરૂર બ્હાર મૂકીશું અને હાલમાં જેને જોવું હોય વાંચવુ હોય તો જરૂર પધારી ખાત્રી કરવી. એજ નમ્ર પ્રાર્થના—

ડાકોર જેવા પવિત્ર ક્ષેત્રમાં દરેક કોમની ધર્મશાળાઓ વિગેરે ધાર્મિક સ્થાનો બંધાયેલા છે. અને તેમાં યાત્રા પ્રસંગે નિવાસ કરી ધર્મ પ્રસંગે અમુલ્ય લાભ લેછે. પણ, લેઉવા, કેડવા, આંજણા, વિગેરે બાદશાહી રાજવંશી જેવા ઉચ્ચપંક્તીને નિવાસ કરવાંને ધાર્મિક સ્થાન પવિત્ર ડંકપુર જેવા ગામમાં નથી એ શોકની વાત છે. આ

ભુમિજા દેવીના દરબારમાં પોતાના જાત્રા પ્રસંગે નિવાસ કરવા માટે મકાન બાંધવું જોઈએ તેમજ ભુમિજા કુળદેવી માતાની મૂર્તી ડંકપુરમાં પ્રગટ થઇ છે તે ભુમિજા માતાના દરશન કરવા આખી દુનિયાના માનવી પધારી દરશન કરે ત્યારે આ ત્રીકોમની કુળદેવી અને ત્રીકોમના રાજવંશી શુરા દયાળુ ક્ષત્રીઓ પોતાની કીર્તી ચારે દીશાયે ગજાવી મૂકે તોજ સ્વજીવન સફળ છે. અને ચારે દીશાએ દુનિયા ભરમાં ભુમીજા માતાની જયજયના પોકારો બાળ, યુવક, વૃદ્ધ, અને સર્વ કોમાદિક માનવીના મુખે ગર્જના થાય તેજ માહાન આશા છે. ત્રીકોમ વીર સંતાનો પરાશ્રિત્ થવામાં પુરૂષાર્થ નથી. હરેક સમયે ડંકપૂરમાં યાત્રાર્થે ત્રીકોમ પધારી જ્યાં ત્યાં નિવાસ કરી પાછા ફરે છે તે ઠીક, પરંતુ પોતાની કોમના નામથી એક માહાન મકાન હોય તો પારકા મકાનનો યા અન્ય ધર્મશાળાનો લાભ ન લઈ શકાય તેથી આંગણું મૂકી ડુંગર માનવા સમાન છે. માટે હે વીરાઓ જાગો, તમારી માહાન કીર્તિ પવિત્ર ડાકોરમાં અમ્મર કરી શ્રી રણછોડજીનાં દરશન વારંવાર કરશો એજ વિનંતી.

## શ્રી ભુમિજા દેવી દરબાર.

### ગૌશાળાની સ્થાપના.

ગોશાળાની સ્થાપના—ભયંકર દુષ્કાળમાં એટલે સંવત ૧૯૭૫ ની સાલમાં જ્યારે જોશભેર દુષ્કાળ ચાલ્યો ત્યારે ઉમરેઠ ગામમાં એક સમયે કસાઇ લોકો ગાયો લઈ જતા હતા. ત્યારે તે ગામના દયાળુ માહાજનો કસાઈ હાથથી ગાયો છોડાવી ભુમિજા દેવીના સેવકને બોલાવી. શ્રી ભુમિજા માતાને અર્પણ કરેલી છે. તે ગાયોનું રક્ષણ શ્રી માતાજીની કૃપાથી થાયછે. તેમજ અનેક ગૃહસ્થો ગાયો લાવી માતાજીના

દરબારે અર્પણ કરી જાયછે. આ ધાર્મિક બાબતમાં પૂનીત્ ગાયમાતાનું રક્ષણ કરવા સર્વ કોઈ હિન્દુ યા મુસલમાન જાગ્રત ગઈ જો સેવાનો લાભ લેશે તે યાચુ છું-

## હિન્દુ મુસલમાનોની ફરજ.

હે હિન્દ માતાના પ્યારા સંતાનો આજે કહેવાતા ભારત ભુષણ પ્યારા બન્ધુઓ, હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યાહુદી વિગેરે કોમની માતા ગાય છે શાથી કે ગાયનું દુધ, ઘી, માખણ, દહીં તેમજ ગાયના પૂત્રોથી થતાં ધાન્ય વિગેરે પદાર્થો પ્રાશન પ્રાણી માત્ર કરી શકે છે. માટે દુનિયાના માનવી આ ગરીબડી ગાય ઉપર સર્વ કોઇ હાથ લાંબો કરી હમારી ચાલુ ગોશાળાને નિભાવ માટે મદદ આપશે. હે હિન્દ સંતાનો આ જગતમાં પ્રાણી માત્રનું ભલુ કરનારી મુગી માતા જ્યારે જ્યારે નિરાધારી બની રખડતી રવડતી થઇ કસાઇયોને હાથ જતી, મશીનોમાં છુંદાતી. હૃદયદ્રાવિક બનાવો આપણી આંખ આગળ બનશે તે બનાવોથી આપણે કાળો ડાઘ લાગે છે. આર્યભુમી જેવી કોઈ દુનિયામાં એવી ભુમી નથી કે જેની સરખામણી કરી શકે દુનિયાભરના માનવી હિન્દુસ્થાન ભુમીના રૂણી છે એમ ખાસ સમજવું. જે માનવી હિન્દના કીનારાપર આવતાંજ જેનું ભવિષ્ય ફળીભુત થયુંછે. ને હિન્દને માટે હજારો રાજાઓ વંશપરંપરાથી મરતા આવેલા છે. હિન્દમાતા અજીત છે. કે જર, જમીન, જોરૂ કોઇના થયા નથી થનાર નથી. તેમ કોઇની મિલકત છાતીપર કે ચીતામાં આવતી નથી મતલબ એછે કે હિન્દમાતાના સર્વે પ્રાણી માત્ર રૂણી છે. આ દેશમાં માહાન ધંધાધારી છે. કુબેર ભંડારી જેવા શ્રીમંતો પણ છે. દયાળુ કર્ણ જેવા છે. પણ કળીકાળના રાજમાં આવા વીર પુરૂષો ઉંઘે છે. અને આંખ મીચી કાને ડુચા મારી જીવન ગાળશે તો ભારતભુમી

હિન્દ માતા આર્ય જનના નામે કોણ ઓળખશે. હે બંન્ધુઓ હજારો સંસ્થા છે પણ અભીમાનની સાથે કહેવુંજ પડશે કે લાખો સંસ્થામાં આ સંસ્થા એકજ છે કેવી રીતે

દોહરો—સુખતણી સાહ્યબીમાં,
મિત્ર સ્નેહી અનેક છે;
પણ સંકટ સમે કોઇ વીરલો,
સો સહસ્ત્રમાંથી એકછે.
જીવન સેવું વ્યતીત થાતાં,
જીવડો મુઝાય છે;
સમય ન આવો દુશ્મનને,
કહેતાં નયને અશ્રુ જાયછે.

તેવીજ રીતે આ સંસ્થાની સાથે સરખામણી કરવાને કોઇ પણ સંસ્થા અશક્ય છે. પણ કદાચ હોય તો ભારતનું અહોભાગ્ય છે. તે મગરૂર થવા જેવું છે. હરકોઇ સંસ્થામાં તાગડધીના, સ્વાર્થમય થયતાનો છે. પૈસા લુટાય છે, આડંબર રચાય, પ્રપંચ, ઝેર, દ્વેશ ઇર્ષ્યા ઇત્યાદીક અવગુણો સમાયેલાં હોય તે સર્વ કોઇને વીદીત છે એવા બનાવો ધાર્મિક સંસ્થાને ન શોભે એથી હિંન્દ માઠી દશા ભોગવે છે. આ સંસ્થા નાની છે. પણ સત્યને પંથે વિચરવું એજ ધર્મ સમજે છે. જાતી પરિશ્રમે ત્યાગ વૃતિથી હરકોઈ કાર્ય કરી સંસ્થાનો વ્યવહાર ચાલે છે. આ બાબત હરકોઇ બન્ધુ કબુલ કરશે. અગર જાતે પધારી નજરે જોઇ ખાત્રી કરી કબુલ કરવુંજ પડશે એમં હમો ઇશ્વર સમક્ષ દુવા માગીએ છીયે. સત્યનો જય પાપનો ક્ષય એ મુખ્ય સુત્રાનુસાર હમારી ફરજ માની છે.

# શ્રી ભુમિજા દેવી માતાની મૂર્તિ.

શ્રી ભુમીજા માતાને માટે દેરાસર બાંધવાની સગવડ થઇ નથી તેમજ તેમની પૂજા ક્રીયા નૈવેદ્ય વિધિપૂર્વક નિયમીતપણે થાય અને તે દરબારમાં સંત સાધુ ભોજન કરે તે પ્રસાદીનું વેચાણ ન થાય એ ખરો ધર્મ છે, માટે આ હેતુથી દરેક કોમના દયાળુ બન્ધુઓ આ માતાજીની મૂર્તી માટે ખાસ ધ્યાન આપી આશા સફળ કરશો, જે ભગત જે દાન કરશે તેમનું માતાજીના દરબારે અમ્મરનામ શીલાલેખપર થશે.

ઠેકાણું સ્ટેશન રોડ ચાર રસ્તાપર નદીના પૂલ પાસે શ્રી ભુમિજા દેવી દરબાર ગૌશાળા,
**મુ. ડાકોર.**

સ્થાપક,
શ્રી ભુમિજા માતાના સેવક,
**વૈદ્યરાજ રામેશ્વર રામકુબેર પાન્ડે.**
સેક્રેટરી ( વ્યવસ્થાપક. )
**મણીશંકર દલપતરામ અધ્વર્યુ.**

તા. ગૌકીર્તનનો બીજો ભાગ થોડા વખતમાં બહાર પડશે.

